જેમ કોઈ સ્ત્રીના ભર્થાર પરદેશમા ગયા અને ત્યા જ મૃત્યુ પામ્યો, હવે તે સ્ત્રી તે ભરથારની આશા ધારણ કરીને ભોગાદિક ઉત્પત્તિનો શણગાર કાજળ ટીકી નથની વગેરે શણગાર કરે છે તે વૃથા છે, તે જ પ્રમાણે નિર્ગ્રંથગુરુ મોક્ષમા ગયા–સ્વસ્વભાવસમ્ય ગ્જ્ઞાનથી તન્મય થઈ ગયા તે તો હવે પલટાઈને પાછા આવતા નથી, જેમ લવણની પુતળી ક્ષારસમુદ્રમા ગઈ તે પલટાઈને પાછી આવતી નથી તે પ્રમાણે જ અહીં સમજવુ, હવે ચાલ્યા ગયેલા નિર્ગ્રંથગુરુની આશા ધારણ કરીને સસારીક શુભાશુભ–ભોગાદિ ઉત્પત્તિના (હેતુરૂપ) શુભાશુભ ક્રિયા–કર્માદિક કરવા વૃથા છે

જેમ કોઈએ જન્મ સમયથી માડીને આજસુધી કદી ગોળસાકર ખાધા નથી અને તે ગોળ–સાકરની વાર્તા–વર્ણન કરે છે તે વૃથા છે તે જ પ્રમાણે કોઈ કદી કોઈ પ્રકારથી પણ સ્વસ્વરૂપ સ્વયસિદ્ધ સમ્યગ્જ્ઞાનમય પરમાત્માથી તો તન્મય થયો નથી અને તેના ગીત વેદ–પુરાણ–શાસ્ત્ર–સૂત્ર પોતાના મુખથી ભણે છે–બોલે છે–કહે છે તે સર્વ પોપટની માફક વૃથા છે

જેમ શીલવાન સ્ત્રી પોતાનુ ઘર છોડી કોઈ વખતે પરઘર પ્રત્યે પણ જાય–આવે તોપણ ફીકર નથી તે જ પ્રમાણે સ્વસમ્યગ્દૃષ્ટિ પૂર્વકર્મપ્રયોગવશ થોડાક કાલ સંસારમા પણ ભ્રમણ કરે તોપણ ફીકર નથી

જેમ સૂર્યોદય થતા માત્રમા તત્કાલ-તે જ સમયે અધકાર મટી જાય છે તે જ પ્રમાણે કોઈના અતઃકરણમા સ્વસમ્યગ્જ્ઞાનસૂર્યોદય થતા માત્રમા તત્કાલ-તે જ સમયે મોહાધકાર મટી જાય છે

જેમ વ્યભિચારીણી સ્રી પોતાનુ ઘર છોડીને પરઘર જતી-આવતી નથી તોપણ તેની વાસના વ્યભિચારીપુરૂષ તરફ લાગી જ રહે છે તે જ પ્રમાણે જેને સ્વસ્વરૂપ સમ્યગ્જ્ઞાનાનુભવની અચલ અવગાઢતા-પરમાવગાઢતા-નથી એવા મિથ્યાદૃષ્ટિની વાસના શુભાશુભભાવસસાર તરફ જ લાગેલી રહે છે

જેમ જે કોઠીનુ વા દુકાનનનુ કામકાજ માયા-મમતામોહ સહિત શેઠ કરે છે તે જ પ્રમાણે ગુમાસ્તો પણ માયામમતામોહસહિત કરે છે પરતુ (તે બન્નેમા) અતર પરિણામ ભેદ ભિન્ન ભિન્ન છે, તે જ પ્રમાણે કોઇને ગુરૂવચનોપદેશદ્વારા સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ થવા જોગ હતો તે થઇ ચુકયો, એક તો એ, તથા બીજો એ કે-કોઇ સસારને વા લોકાલોકને તથા પોતાના સ્વભાવસમ્યગ્જ્ઞાનને સૂર્યપ્રકાશવત્ નિશ્ચયથી એક સમજે છે-માને છે, બીજો એવો છે હવે એ બને સસારના કામકાજ કરે છે તેમા એક દોષિત છે તથા બીજો નિર્દોષ છે

જેમ પોપટ સ્વમુખથી રામ રામ રામ બોલે છે પરતુ સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાનમા તન્મયપણે બીજવૃક્ષ

તથા જલ-કલ્લોલ માફક રમે તે રામ છે, એવા રામને તો જાણતો નથી અને તે પોપટ (માત્ર) સ્વમુખથી જ રામ રામ બોલે છે તે વ્યર્થ છે એજ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ, સ્વયં સિદ્ધ સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાનમય સિદ્ધને તો જાણતો નથી અને (માત્ર) સ્વમુખથી જ 'णमो सिद्धाण' એમ બોલે છે તે વ્યર્થ છે અહીં વિધિ-નિષેધથી સ્વાનુભવગમ્યસમ્યગ્જ્ઞાનમયસ્વભાવ વસ્તુ તન્મય ન સમજવી

જેમ દીપકજ્યોતની અંદર કાળું કાજળમલક છે તે જ પ્રમાણે સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાનદીપકજ્યોતના પ્રકાશમાં કર્મથી તન્મય કર્મકલંક છે અહીં કોઈ મિથ્યાદૃષ્ટિ દૃષ્ટાંતમાં તર્ક સ્થાપન કરીને સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ તો ગ્રહણ કરતો નથી અને શૂન્ય દોષ ગ્રહણ કરશે કે 'દીપકજ્યોતમાં કાળું કલંક કાજળ છે—પરંતુ તે દીપકજ્યોત બુઝાઈ ગયા પછી કાજળ પણ ક્યાં છે તથા દીપકજ્યોત પણ ક્યાં છે?' એવા તર્ક દ્વારા શૂન્યદોષ ગ્રહણ કરે છે તો તે સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાના

જ્ઞાન અન્ય છે, એજ પ્રમાણે કર્ણેં દ્રિયના અને સ્પર્શ-ઇદ્રિયના વિપયસોગાદિકને જાણે છે તે જ્ઞાન અન્ય છે તથા તનમનધનવચનાદિક અને તનમનધનવચનાદિકના જેટલા શુભાશુભ ક્રિયા-કર્મને અને તેના ફ્લને જાણે છે તે જ્ઞાન અન્ય છે, એવી ભેદાભેદની કલ્પના કદી કોઈ પ્રકારથી પણ સ્વભાવસમ્યગ્જ્ઞાનથી તન્મય (રૂપ) સભવતી નથી

જેમ સૂર્યના પ્રકાશમા પડેલી રસ્સી રાત્રીના સમયમા સર્પરૂપ ભાસે છે તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ વિના જ્ઞાન છે તે જગત-સસારવત્ ભાસ થાય છે

જેમ છીપમા ચાદી તથા મૃગતૃષ્ણામા જલને ભાસ થાય છે તેજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમા તન્મયવત્ આ સસાર-જગત ભાસ થાય છે

જેમ-'અધસમુદ્રને દોરે નયન પ્રવીણ તેમ આત્મજ્ઞાન વિના થાય મોહમા લીન'

જેમ આકાશને ધૂળ-મેઘાદિક લાગતા નથી તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનને પાપ-પુણ્ય અને પાપ-પુણ્યનુ ફ્લ લાગતુ નથી

જેમ-લોકાલોક જગતસસારને સ્વસમ્યગ્જ્ઞાન છે તે સહજ સ્વભાવથી જ જાણે છે તેના વિધિ-નિષેધ શી રીતે થાય?

જેમ-કોઈ ગભીર રાજા મ્લેચ્છાદિકના દેશને

છતીને તે એકેન્દ્રિયાદિકના દેશમા જ રહે છે તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાની ક્રોધમાનમાયાલોભ તથા વિષય-ભોગાદિકને છતીને તે જ વિષયભોગાદિકમા રહે છે, પણ તન્મય-તત્સ્વરૂપ થઈને નથી રહેતો

જેમ-ઘટની અદર, બહાર અને મધ્યમા આકાશ છે તે ઘટને કેવી રીતે ત્યાગે તથા ગ્રહણ પણ કેવી રીતે કરે? તે જ પ્રમાણે આ જગત-સંસારની અદર બહાર અને મધ્યમા સ્વસમ્યગ્જ્ઞાન છે તે શુ ત્યાગે અને શુ ગ્રહણ કરે?

જેમ સમુદ્રના ઉપર કલ્લોલ ઉપજે છે અને વિણસે છે તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમય સમુદ્રમા તે સ્વપ્ન સમયનુ જગત ઉપજે છે તથા જાગ્રતસમયનુ જગત વિણશે છે વળી જાગ્રતસમયનુ જગત ઉત્પન્ન થાય છે અને સ્વપ્ન સમયનુ જગત વિણસે છે

જેમ કો જન્માધ, રત્નસુવર્ણાદિકના આભૂષણ પહેરે છે તે વૃથા છે તે જ પ્રમાણે સ્વસમ્યકભાવ-સમ્યગ્જ્ઞાનાનુભવની પરમાવગાઢતા વિના વ્રત-શીલ-તપ-જપ-નિયમાદિક સપૂર્ણ વૃથા છે

જેમ કોઈ પુરુષ, વૃક્ષને પકડી પોતાના મુખથી કહે કે-'હુ બધ-મોક્ષથી ક્યારે ભિન્ન થઈશ?' એજ પ્રમાણે જે બધ-મોક્ષથી ભિન્ન થવાની ઇચ્છા કરે છે તે સ્વસ્વભાવ-સમ્યગ્જ્ઞાનરહિત મૂર્ખ-મિથ્યાદૃષ્ટિ છે ભાવાભાવ વિકાર છે તે પોતપોતાના સ્વભાવથી જ છે

આત્મા છે તથા અનંત રસમય પુદ્ગલ છે એ બંનેનો પૃથક્ સુગમ્યત્વ તથા ઘટ-આકાશવત્ સંયોગ થતા વિભાગની ભરપુરતા છે

સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ થયા પછી પણ થોડાકાળ સુધી પૂર્વકર્મપ્રયોગથી સમ્યગ્દૃષ્ટિ સંસારમાં ભ્રમણ કરે છે, કેવી રીતે ? જેમ કુંભકારનું ચક્ર, દંડ-કુંભાર આદિના પ્રસંગથી પરિભ્રમણ કરે છે પરન્તુ દંડ કુંભાર આદિનો પ્રસંગ ભિન્ન થયા પછી પણ થોડાકાળ સુધી (તે ચક્ર) પરિભ્રમણ કરે છે તેમ

જેમ પર જે તનમનધનવચનાદિક અને તેના શુભાશુભ વ્યવહાર-ક્રિયા-કર્મફળને જાણે છે તે જ પ્રમાણે એથી પલટાઇને પોતાને આ પ્રમાણે જાણે કે આ તનમનધનવચનાદિકને તથા એ તનમનધનવચનાદિકના જેટલા કોઇ શુભાશુભ-વ્યવહારક્રિયા-કર્મફળ છે તેને મારા દ્વારા હું જાણું છું પણ એ મારા સ્વસ્વભાવસમ્યગ્જ્ઞાનને જાણતા નથી એ પ્રમાણે પોતાને જાણે (છે,) તે સમયમાં કહ્યું છે કે-યથા-"આપ સમજકર પર નહિ જાણે, દૂજાકુ કયા સમજાવે, ભ્રમણ કરે સંસાર જગતમેં, હૃદય હાથમેં નહિ આવે,તથા.—

હે ભાઇ ? જ્યાંસુધી અજ્ઞાન છે ત્યાંસુધી કુટુંબ-કબીલો છે પણ જ્ઞાન થયા પછી તો આત્મા પોતે જ પોતામાં સમાય છે

જેવો જેવો ઘરકુટુંબ-બેટાબેટીથી પ્રીતપ્રેમ છે

તેવો જ સ્વસમ્યગ્જ્ઞાનમય પરમાત્માથી તન્મય અચલ પ્રીતપ્રેમ થાય તો સહજમા વગર યત્ને-વગરપરિશ્રમે જ સસાર શુભાશુભથી પ્રેમ-રાગ છુટી જાય

જેમ સૂર્યને સહજપણે જ અધકારનો ત્યાગ છે તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનસૂર્યને સહજપણે-સ્વભાવથી જ આ ભ્રમજાળરૂપ સસારનો ત્યાગ છે.

જેમ કોઈ પુરૂષ સ્રીને ભોગવે છે પરતુ પોતે સ્રીથી તથા તેના ભાવ-ક્રિયા-કર્મફલથી તન્મય-તત્ સ્વરૂપ થઇને સ્રીને ભોગવતો નથી તે જ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમય પરબ્રહ્મપરમાત્મા-પુરાણપુરૂષોત્તમ પુરૂષ છે તે સર્વ સસાર ભ્રમજાલ-માયાસ્રીને ભોગવે છે પરતુ સસાર-ભ્રમજાલ-માયાથી 'જેમ અધકારથી સૂર્ય ભિન્ન છે, તે જ પ્રમાણે સસાર ભ્રમજાલ માયાથી ભિન્ન થઇને ભોગવે છે, અર્થાત્ સસાર ભ્રમજાલ-માયાસ્રીથી તથા તેના ભાવ-ક્રિયા-કર્મ-ફલથી તન્મય તત્સ્વરૂપ થઇને નથી ભોગવતો

જેમ સ્રી પણ પુરૂષને ભોગ આપે છે તે કાઇ પુરૂષથી તન્મય બનીને નથી આપતી તે જ પ્રમાણે સસાર-ભ્રમજાલ-માયાસ્રી છે તે સ્વસ્વરૂપ સમ્યગ્જ્ઞાનમય પુરાણપુરૂષોત્તમને ભોગ આપે છે તે પુરૂષથી અલગ થઇને આપે છે પણ તન્મય બનીને ભોગ નથી આપતી

જેમ કાજલથી કાળુકજ્જલ તન્મયિ છે તે જ

પ્રમાણે તનમનધનવચનાદિકથી તથા તનમનધનવચનાદિના જેટલા કોઈ શુભાશુભ વ્યવહારક્રિયા-કર્મફલ છે તેનાથી અજ્ઞાન તન્મય છે

જેમ સ્વચ્છ દર્પણમાં કાળાવસ્ત્રની પ્રતિછાયા મળી તન્મયવત્ જેવી દેખાય છે તે પણ દર્પણની નથી પણ કાળાવસ્ત્રની છે, અને કાળાવસ્ત્રથી તન્મય છે તે જ પ્રમાણે સ્વચ્છ સમ્યગ્જ્ઞાનમય સ્વભાવદર્પણમાં આ દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મમય સંસારની પ્રતિછાયા કર્મફલકમય તન્મયી જેવી દેખાય છે તે સ્વચ્છ સમ્યગ્જ્ઞાનમય દર્પણની નથી પણ દ્રવ્યકર્મ ભાવકર્મ-નોકર્મમય સંસાર છે તેની છે અને તે તેનાથી તન્મયી છે

જેમ સ્વચ્છદર્પણમાં અગ્નિની પ્રતિછાયા તન્મયવત્ સરખી દેખાય છે તોપણ તેનાથી તે દર્પણ ઉષ્ણ (ગરમ) થતું નથી તથા એજ સ્વચ્છદર્પણમાં જલની પ્રતિછાયા તન્મયવત્ જેવી દેખાય છે તોપણ તે દર્પણ શીતલ થતું નથી એજ પ્રમાણે સ્વચ્છ સમ્યગ્જ્ઞાનમયદર્પણમાં રાગમય કામકુશીલાદિકની છાયા-ભાવભાસ થવા છતાં પણ તે (સ્વચ્છસમ્યગ્જ્ઞાનમયદર્પણ) રાગમય થતું નથી તથા શિવવ્રતાદિક વૈરાગ્ય સમતાની છાયા-ભાવભાસ થવા છતાં પણ તે વૈરાગ્યમય થતું નથી, એ પ્રમાણે સ્વચ્છ-સમ્યગ્જ્ઞાનમય સ્વભાવથી એ રાગ-દ્વેષ તન્મયરૂપ નથી

જેમ જળમા ચંદ્રનુ પ્રતિબિંબ છે તે હાથથી પકડવામા આવતુ નથી તેજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમય સિદ્ધપરમેષ્ઠિ દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્માદિકના બંધમા આવતા નથી

જેમ ગૌમટ્ટ નામના પર્વત ઉપર બાહુબલિજી રાજ્યસંપદા, ધનધાન્ય, સુવર્ણ-રતન વસ્ત્રાદિ સુદ્ધાત સર્વ બાહ્ય પરિગ્રહ છોડી નગ્નદિગંબર થઈને ઉભાઉભા ધ્યાનમા એવા લીન થયા કે-પોતાના શરીર ઉપર વજ્રપાતાદિક પડે તોપણ ચલાયમાન થાય નહિ, વળી આખા અંગ ઉપર સર્પ અને વૃક્ષ-લતાઓ લપટી ગઈ અને મૌન-અચલ આદિ અવસ્થા સુધી પહોચ્યી એક વર્ષ સુધી ઉભા રહ્યા તોપણ તેઓ સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનાનુભવની પરમાવગાઢતાથી તન્મયરૂપ ન થયા, કારણ તેમના અંતઃકરણમા સૂક્ષ્મ અનિર્વચનીય એવી વાસના રહી હતી કે 'હુ ભરતની ભૂમિ ઉપર ઉભો છુ' પણ જ્યારે પૂર્વોક્ત દશા-(અવસ્થા) થી સર્વથા પ્રકારે ભિન્ન થયા ત્યારે જ તેઓ સ્વસમ્યગ્જ્ઞાનાનુભવની પરમાવગાઢતાથી સૂર્ય-પ્રકાશવત તન્મયરૂપ મળી ગયા.

ગુરૂ, ભ્રમજાલરૂપ સંસારથી સહજમા જ ભિન્ન કરી દે છે જેમ જલકુંડમા જળના ઉપર તેલબિંદુ તરે છે તે જ પ્રમાણે લોકાલોક, જગતસાગર ઉપર ના પંચભૂત-પુદ્ગલપિંડ ના રાગદ્વેષભાવના ઉપર

તથા કામ-ક્રોધ-કુશીલાદિ જેટલા શુભાશુભ વ્યવહારક્રિયા-કર્મ છે અને તેના જેટલા ફલ છે તે સર્વ ઉપર સ્વસ્વરૂપ-સ્વાનુભવગમ્ય-સમ્યગ્જ્ઞાનમય સ્વભાવસ્વરૂપ પરબ્રહ્મપરમાત્મા સિદ્ધપરમેષ્ઠિ તરે છે તે આ ભ્રમજાળરૂપ સંસારમાં શી રીતે ડૂબશે વા શી રીતે ગુપ્ત થશે?

'જેમ જ્યાં ઘટ કહીએ ઘીવકો, ઘટકો રૂપ ન ઘીવ'
તેમ ત્યાં વર્ણાદિક નામસે, જડતા લહે ન જીવ
જેમ ખારો કહીએ કનક કો, કનક મ્યાન સંજોગ,
(તેમ) ન્યારો નિરખત દેખીએ, લોહ કહે સબ લોક

જેમ કોઈ અગ્નિથી સળગતા ઘરમાંથી નીકળીને બહાર સડક વા માર્ગ-ચોગાનમાં ઉભો રહી પોકાર કરે છે કે-પેલી વસ્તુ સળગે છે-અમુક વસ્તુ બળે છે' ત્યારે તેને કોઈ કહે છે કે-'તું તો નથી સળગ્યો-નથી બળ્યો? વા તું તો નથી સળગતો-નથી બળતો?' ત્યારે તે કહે છે કે-'હું તો નથી સળગતો-નથી બળતો વા હું તો નથી સળગ્યો નથી બળ્યો' પણ આ ઘર સળગે છે-બળે છે વા ઘરની અંદરની અમુક અમુક વસ્તુ સળગે છે-બળે છે, એજ પ્રમાણે કોઈ મુમુક્ષુ ગુરૂઉપદેશથી આ ભ્રમજાળરૂપ સંસારથી અળગ થઈને આ પ્રમાણે પોકારે છે કે-'ફલાણો મર્યો વા ફલાણો મરે છે પણ હું તો નથી મર્યો કે ન મરું' ઇત્યાદિ કોઈ મુમુક્ષુ તો ઉપર પ્રમાણે બોલે છે

વળી જેમ બળતા-સળગતા ઘરમાથી કોઇ નીકળીને બહાર સડક-ચોગાનમા પોતાના મનોમનથી આવો વિચાર કરે છે કે-ઘર સળગી ગયુ-બળી ગયુ, તથા ઘરની અદરની શુભાશુભ અમુક અમુક વસ્તુ હતી તે પણ સળગી ગઈ-બળી ગઈ, હવે હુ કોને શુ કહુ ? અગર કહુ તોપણ હવે તે વસ્તુનો વા અમુક શુભાશુભનો લાભ થવાનો નથી માટે બોલવુ વૃથા છે, એજ પ્રમાણે કોઈ મુમુક્ષુ ગુરૂઉપદેશથી બ્રમજાળ સસારથી અળગ થયા પછી વિચારદ્વારા દેખે છે કે-પુદ્ગલ-ધર્મ-અધર્મ-આકાશ-કાળ એ પાચમાં તો જ્ઞાનગુણ સ્વભાવથી જ નથી અને મારો સ્વરૂપસ્વભાવ છે તે તો હવે ગુરૂકૃપાદ્વારા જ્ઞાનની સાથે તન્મય રૂપ છે માટે બોલવુ વૃથા છે એમ કોઇ મુમુક્ષુ બોલતા નથી

જેમ જ્વર ( તાવ ) ના જોરથી ભોજનની રૂચિ જતી રહે છે તે જ પ્રમાણે મોહકર્મની સાથે પોતાના સ્વભાવસમ્યગ્જ્ઞાનને એક તન્મયી સમજે છે-માને છે-કહે છે એવા મિથ્યાદ્રષ્ટિને સ્વસ્વરૂપ સમ્યગ્જ્ઞાનાનુભવ સૂચક ઉપદેશ પ્રિય લાગતો નથી

જેમ સૂર્યના પ્રકાશમા અનેક પ્રકારની શુભાશુભ વસ્તુ, તથા કાળા, પીળા, ધોળા, લીલા, રત્ન-દીપક ચમક-કર્મ પાપ-અપરાધ-હેતુ-દેવુ-દાન-પૂજા અને ભોગ-જોગાદિને દેખે છે પણ સૂર્યપ્રકાશને ત ...

દેખતો નથી તો તે સુર્ય છે તે જ પ્રમાણે સ્વસ્વરૂપ સમ્યગ્જ્ઞાનમય સ્વભાવસૂર્યના પ્રકાશમાં આ લોકાલોક, જગત-સંસાર, કર્મ-કુટીલ અને ક્રોધ-માન-માયા-લોભાદિક દેખાય છે તેને તો મિથ્યાદ્રષ્ટિ દેખે છે પણ એથી ઉલટો પલટાઇને સ્વસ્વરૂપ-સમ્યગ્જ્ઞાનમય સ્વભાવસૂર્ય પરમાત્મા છે તેને નથી દેખતો તો તે જ મિથ્યા દ્રષ્ટિ છે

સ્વભાવસમ્યગ્જ્ઞાન છે તેનાથી કોઈ વસ્તુ તન્મય રૂપ નથી, એ વસ્તુનો સ્વભાવ સમ્યગ્જ્ઞાનને ત્યાગ છે

મરી જાય, સળગી જાય, ગળી જાય, કે બળી જાય ઇત્યાદિ અનેક પ્રકારના શુભાશુભ કષ્ટ કરતા છતા પણ સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમય પરબ્રહ્મ પરમાત્મા સિદ્ધપરમેષ્ટિના પ્રત્યક્ષઅનુભવની પરમાવગાઢતા અને અચલતાનો અખંડ લાભ નહિ થાય, પણ સદ્‌ગુરૂમહારાજ સહજમા-વિનાપરિશ્રમે-શુભાશુભ કષ્ટ નહિ કરતા છતા પણ સદાકાલ જ્ઞાનમય જાગતિજ્યોતનો તન્મયી યોગ કરાવી દે છે, ધન્ય છે શ્રીગુરૂને

વેદ અર્થાત્ કેવલીની દિવ્યધ્વનિ અને શાસ્ત્ર અર્થાત્ મહામુનિના વચન તેનાથી પણ એ સ્વસ્વરૂપ સમ્યગ્જ્ઞાનમય સદાકાલ જાગતીજ્યોત પરબ્રહ્મનો પ્રત્યક્ષઅનુભવ જાણવામા આવતો નથી તથા તે સમ્યગ્જ્ઞાનમય સદાકાલ જાગતીજ્યોત પરમાત્મા છે

તેનો પ્રત્યક્ષઅનુભવ પાચ ઇંદ્રિય અને છઠ્ઠા મનથી પણ જાણવામા આવતો નથી પણ શ્રીસદ્‌ગુરૂ, સહજ સ્વભાવથી જ-વિના પરિશ્રમે જ એ સદાકાલ જાગતી જ્યોત જ્ઞાનમય પરબ્રહ્મ પરમાત્મા સિદ્ધ પરમેષ્ટિની તન્મયતા કરાવી દે છે-શ્રીગુરૂને ૨ ૫ ૭

મનમા ઘણુ આશ્ચર્ય થાય છે, કારણ કે પાચ ઇંદ્રિય અને છઠ્ઠા મનથી, કેવલીની દિવ્યધ્વનિથી તથા વેદ પુરાણ શાસ્ત્ર સૂત્ર ભણવા-વાચવાથી તો એ સમ્યગ્જ્ઞાનમય સદાકાલ જાગતીજ્યોત જણાવામા નહિ આવે તો પછી શ્રીગુરૂ, કેવીરીતે દર્શાવતા હશે ! કેવી રીતે જણાવી દેતા હશે ! શુ કહેતા હશે અને શિષ્ય પણ કેવી રીતે સમજતો હશે ! અહો-અહો-અહો શ્રીગુરૂને વન્ય છે, હાય ! ખેદ છે કે શ્રીગુરૂ ન હોત તો હું આ ભ્રમજાલરૂપ સંસારથી ભિન્ન કેવી રીતે થાત !

જેમ એકડાના અંક વિના બિંદુ પ્રમાણભૂત નથી તેમ એક શ્રીગુરૂ વિના ત્યાગીપણુ-પંડિતપણુ-જોગી સન્યાસીપણુ અને વ્રત શીલ-દાન-પૂજાદિ શુભાશુભ પ્રમાણભૂત નથી

જેમ કિસાન ( ખેડુત ) બીજ વાવીને અન્ન તમા સુખ ભોગવે છે તેમ સ્વસ્વરૂપ સમ્ય જ્ઞાનમય ...પોતાના પોતામાં પોતાનથ

વર્મને પોતાના પોતામાં પોતામય સમજીને પૂર્વ પુણ્યપ્રયોગથી વિષય-ભોગાદિ સુખ ભોગવે છે

જેમ સફેતકાષ્ટ, અગ્નિની સંગતિથી કાળા કોલસારૂપ થઈ જાય છે અને પાછો તે કોલસો કારણ પામી અગ્નિની સંગતિ કરે તો પલટાને જલી-બળીને સફેત રાખ થઇ જાય છે તે જ પ્રમાણે કોઈ જીવ, વિષય-ભોગાદિકની સંગતિ પામીને અશુદ્ધ થઈ જાય છે, પણ પાછો પલટાઈને ગુરૂઆજ્ઞાનુસાર વિષય-ભોગાદિકને પોતાના સ્વભાવસમ્યગ્જ્ઞાનથી ભિન્ન સમજીને-વિષયભોગાદિકથી અતન્મયી બનીને પછી વિષયભોગાદિકની સંગતિ કરે તો તે જીવ પરમ પવિત્ર શુદ્ધ થઇ જાય છે વસ્તુસ્વભાવમાં એ શુદ્ધ-અશુદ્ધ છે તે સ્યાત્ એટલે કથંચિત્ પ્રકારથી છે

સ્વસ્વરૂપસ્વાનુભવગમ્યસમ્યગ્જ્ઞાનમયસ્વભાવ વસ્તુથી તુ-હું-તે અને આ એ ચાર (વિકલ્પ) શબ્દ તન્મયરૂપ નથી

જેમ કોઈ સૂર્યના પ્રકાશમાંથી એક અણુરેણુ કાઢીને અંધકારમાં નાખી દે તો તેથી કાંઇ સૂર્ય-પ્રકાશ કમતી થતો નથી તથા કોઇ અંધકારમાંથી એક અણુરેણુ કાઢીને સૂર્યના પ્રકાશમાં નાખી દે તો તેથી કાંઇ સૂર્યપ્રકાશ વૃદ્ધિ થતો નથી, એ જ પ્રમાણે સ્વસ્વરૂપસ્વાનુભવસમ્યગ્જ્ઞાનસૂર્યોદયમાંથી આ તસસાર નીકળી કરીને કોઇ વેળા ક્યાંય જતો

રહે તો ( તેથી ) તે સમ્યગ્જ્ઞાનસૂર્યોદય શૂન્ય કે કમતી થતો નથી તથા કોઈ વેળા કષાયથી એ અનતસમાર છે તેવો ને તેવો સ્વસમ્યગ્જ્ઞાનસૂર્યોદયમા આવી પડે તો તેથી કાઇ તે સમ્યગ્જ્ઞાનસૂર્યોદયની વૃદ્ધિ થતી નથી

જેમ એક દીપકના બુઝાઇ જવાથી બધાય અનત દીપકો પૂર્ણ બુઝતા નથી તેવી જ રીતે એક જીવના મરી જવાથી બધા પૂર્ણ અનત જીવથી તન્મયી જિનેદ્ર મરતા નથી

સર્વ ભાવ, પદાર્થ વા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ, ભાવ, ભોગ, જોગ, અને પાપ-પુણ્યાદિક સસાર છે તેનાથી સ્વસ્વરૂપસ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમયિ સ્વભાવવસ્તુ તન્મયરૂપ નથી તેથી સ્વસ્વરૂપજ્ઞાન છે તે સર્વ સસાર પાપ-પુણ્યભાવ (અને) પદાર્થાદિક જેટલા શુભાશુભ વ્યવહાર છે તેનુ નિશ્ચયસ્વભાવથી જ ત્યાગી છે, અર્થાત્ સ્વસમ્યગ્જ્ઞાન છે તેને પરવસ્તુનો સહજસ્વભાવથી જ ત્યાગ છે જેમકે —યથાનામ કોઽપિ પુરુષ પરદ્રવ્યમિદમિતિજ્ઞાત્વા ત્યજતિ તથા સર્વાન્ પરભાવાન્જ્ઞાત્વા વિમુચતિજ્ઞાની '

જેમ નાટકની રગભૂમિમા કોઇ સ્વાગ ધારણ કરીને નાચે છે તેને કોઇ જાણભેદુ જાણી લે છે કે 'હુ તો અમુક છે' ત્યારે તે સ્વાગ ધરનારો પુરુષ નાટકની રગભૂમિમાથી નીકળીને યથાવત એટલે જેવો હતો તેવો બનીને રહે છે, તે જ પ્રમાણે આ

અભેદમા અનેક ભેદ અભેદથી તન્મયિ છે, જેમ-વૃક્ષ અભેદ છે તેનાથી તન્મયી અનેક ભેદ-મૂળ, શાખા, લઘુશાખા, ફૂલ, પત્ર છે, વળી એ ફૂલમા અનેક ફૂલ છે, એ અનેક ફૂલમા અનેક વૃક્ષ છે, એ એક એક વૃક્ષમા અનેક નાની-મોટી શાખા આદિ અનત ભેદ છે, તે જ પ્રમાણે સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમયજીને દમૂળમા અનત જીવ રાશી ભેદ છે તે જિનેદ્રથી તન્મયિ અભેદ છે

જેમ ગગા-જમનાદિક નદી સમુદ્રની સાથે મળી છે તેજ પ્રમાણે ગુરૂઉપદેશ પામીને સમ્યગ્દૃષ્ટિ જીવ જિનેદ્ર સાથે તન્મય થાય છે

જેમ એક સુવર્ણથી અનેક નામરૂપ જે કડુ, વીંટી, કઠી, દોરો, મહોર, કચન કનક હેમ આદિ છે તે તન્મયવત છે તેજ પ્રમાણે સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમય સ્વભાવવસ્તુમા આ જિનેદ્ર, શિવ, શકર, બ્રહ્મા, વિષ્ણુ નારાયણ, હરિહર, મહેશ્વર, પરમેશ્વર, ઈશ્વર, જગન્નાથ, અને મહાદેવ આદિ અનત નામ તન્મયનત્ છે

જેમ કોઇ પુરૂષ, સ્રીના કપડા-આભૂષણાદિક ધારણ કરીને અર્થાત્ સુદર દેખાવના જેવો બનીને નાટકની રગભૂમિ ઉપર નાચવા લાગ્યો તે સમયે નાટક જોવાવાળો પુરૂષમડળી કહે છે કે-'અહો-હો-શુ સુદર સ્રી છે?' એવા સભામડળના વચન

સાભળીને તે સ્રીસ્વાગીપુરૂષ પોતે પોતાના દીલમા જાણે છે-માને છ કે- હુ મૂળથી જ સ્રી નથી પરંતુ આ સભામડલના પુરૂષો મારા સ્વસ્વભાવ ગુણુ-લક્ષણને તો જાણતા નથી, માત્ર વગર સમજે જ તેઓ મને સ્રી કહે છ-માને છે-જાણે છે પણ એ વૃથા છે' એ જ પ્રમાણે સ્વસ્વભાવ સમ્યગ્જ્ઞાનમય સમ્યગ્દૃષ્ટિ પોતે પોતાના અ ત કરણમા આમ નિશ્ચયથી સમજે છે-માને છે કે-આ બાહ્યદૃષ્ટિવાન (લોક) મને સ્રી-પુરૂષ-નપુસકાદિક માને છે-જાણે છે-કહે છે પણ તે વૃથા છે, કારણ મારો સ્વભાવ તો સમ્યગ્જ્ઞાન છ ત તો ન સ્રી છે-ન પુરૂષ છે કે ન નપુસકાદિ છે, અર્થાત્ કઇ પણ કિંચિત્માત્ર સ્વાગ મારા સ્વરૂપ સમ્યગ્જ્ઞાનની સાથે તન્મયરૂપ નથી

જેમ એક પુરૂષ તો નિર્મલ જ..ના ભરેલા તલાવ કિનારે બેસીને ઇચ્છા પ્રમાણે ..નિર્મલ જલ પીને સુખી છે તથા બીજો કો.. ..ૃષ તે તલા વથી લાખયોજન દૂર જુદો એ.. ..સમુદ્ર કે જે નિર્મલજલથી ભરેલો છે તેના .. બેસીને ઇચ્છાનુસાર નિર્મલજલ પીને સુખી છે .. પ્રમાણે સસારમા પૂર્વકર્મપ્રયોગથી .. પ્રમાણ કાલસુધી રહેવાવાળા સમ્ય.. ..સુ સાન્ધી ભિન્ન મોબ છ તેમા રહેવાવા.. ..સમ્યગ્જ્ઞાનમ.. સિદ્ધપરમેષ્ઠિનુ .. ..નનુ સુખ..સમાન

ઉત્તર—જેમ રાત્રીના વખતમાં એક કુતરૂં ચોરને પ્રત્યક્ષ દેખીને ભૂ-ભૂ બોલે છે ત્યારે તેનો શબ્દ સાંભળીને શહેરના ઘણા કુતરા પણ તે જ પ્રમાણે ભૂ-ભૂ બોલે છે, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનાનુભવી જ્ઞાનીના સ્વમુખથી શબ્દ સાંભળીને સમ્યગ્જ્ઞાનાનુભવરહિત મિથ્યાદ્રષ્ટિ પણ એજ પ્રમાણે બોલે છે કે-'અમે જ પરમાત્મા છીએ' પણ એ મિથ્યાદ્રષ્ટિને આવો નિશ્ચય નથી કે-શબ્દને તથા સમ્યગ્જ્ઞાનીને પરસ્પર સૂર્ય-અંધકાર જેવો અંતરભેદ છે

વળી જેમ 'જેવું ખાય અન્ન તેવું થાય મન' એ પ્રમાણે કોઈ મુમુક્ષુને ગુરૂપદેશદ્વારા સ્વ-સ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનાનુભવરૂપ પ્રાપ્તની પ્રાપ્તિની અને તેની અચલ અવગાઢતા થઈ તેનું મન એવું થઇ જાય છે કે ઉપરથી તો વ્યવહાર કરે પણ અંદરમાં બધું સ્વપ્નસમાન ભાસે છે તથા તેનું મન એવું થઇ જાય છે કે-મારે મન તો છે પરંતુ હું મન નથી, વળી મનના જેટલા શુભાશુભ વ્યવહાર છે તે પણ હું નથી અને એ શુભાશુભવ્યવહારના સુખદુખરૂપ ફલ છે તે પણ હું નથી, 'હું' છે એ એક શબ્દ છે, હું શબ્દને તથા મનાદિકને જાણું છું એજ 'સોઽહં' આ સ્થળ પર્યંત મન થઇ જાય છે ( મન સાથેનો સંબંધ હોય છે )

જેમ મેલા મલમૂત્રમાં રત્ન પડયું છે તે લેવા

રોય છે પણ કોઈ મલમૂત્રની મલીનદુર્ગંધથી દ્વેષ ગ્લાનીભાવ ધારણ કરીને રત્નને ગ્રહણ કરતો નથી તો તે મૂર્ખ છે એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનરત્ન તન મનધનવચનાદિમા પડ્યુ છે તેને કોઈ તનમનધનવચ નાદિના શુભાશુભ વિકાર ભાળીને તેનાથી ગ્લાની-ભાવ ધારણ કરીને સ્વસમ્યગ્જ્ઞાનરત્નને તન્મયરૂપ ધારણ કરતો નથી તો તે મૂર્ખ મિથ્યાદષ્ટિ છે

જેમ કોઈએ પુછ્યુ કે–'સૂર્ય કયા રહે છે ?' તેનો ઉત્તર આ છે કે–' સૂર્ય સૂર્યની અંદર તન્મય-રૂપ રહે છે ' એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમયસૂર્ય છે તે નિશ્ચયનયથી સ્વસમ્યગ્જ્ઞાનસૂર્યમા જ રહે છે

જેમ પુષ્પમા સુગંધ છે, તલમા તેલ છે તથા દુગ્ધમા ઘૃત છે એજ પ્રમાણે આ લોકાલોકમા, તથા તનમનધનવચનમા અને તનમનધનવચનના જેટલા શુભાશુભ વ્યવહાર ક્રિયા-કર્મ છે તેમા અતન્મયપણે સહજસ્વભાવથી જ સ્વસમ્યગ્જ્ઞાન છે

હે મુમુક્ષુમંડલ ? સ્વસમ્યગ્જ્ઞાનથી તન્મયરૂપ થઈને જુઓ તો કોણ વિધિ ! અને કોણ નિષેધ ?

જેમ દર્પણમા કાળો, પીળો, લાલ અને લીલો આદિ અનેક રંગબેરંગી વિકાર દેખાય છે તે દર્પણથી તન્મયી નથી, એ જ પ્રમાણે સ્વચ્છ સ્વ-

રાગ દ્વેષ ક્રોધ માન માયા

અને કામ ક્રોધાદિકના વિકાર તન્મય જેવા દેખાય છે તે સ્વચ્છ સમ્યગ્જ્ઞાનમય પરમાત્માના નથી

જેમ કોઈ નૌકા રંગબેરંગીલી છે તે પણ (ઉતારુને) પાર ઉતારી દે છે તથા રંગરંગીલી નૌકા ન હોય તે પણ પાર ઉતારી દે છે, તેજ પ્રમાણે કોઈ ન્યાય વ્યાકરણ કોષ અલંકાર કાવ્ય અને છંદાદિ યુક્ત સ્વાનુભવજ્ઞાનમય ગુરુ છે તે પણ સંસારસાગરથી પાર ઉતારી દે છે તથા કોઈ ગુરુ છે તે સ્વસમ્યગ્જ્ઞાનાનુભવી તો છે પરંતુ ન્યાય, વ્યાકરણ, કોષ, અલંકાર, કાવ્ય, છંદાદિક રહિત છે છતાં તે પણ સંસારસાગરથી પાર ઉતારી દે છે

જેમ ગોરસ પોતાના દૂધ, દહી ઘી, માખણ વગેરે પર્યાયોથી ભિન્ન નથી અને તે દૂધ, દહી, ઘી, માખણ વગેરે છે તે ગોરસથી ભિન્ન નથી તેજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમયપરમાત્માથી સુખ, સ્વસત્તાચેતન, જીવ-જ્ઞાનાદિક ભિન્ન નથી તથા સુખ, સ્વસત્તાચેતન-જીવ-જ્ઞાનાદિક છે તે સ્વસમ્યગ્જ્ઞાનમયપરમાત્માથી ભિન્ન નથી

જેમ ધૂળ ધોવાવાળી નારીઓ જો સોનાની કણિકાને જાણતી નથી તો તે ધૂળ ધોવાનું ઇચ્છામાં આવે તેવું કષ્ટ કરે તોપણ તેને કદી પણ સુવર્ણ-લાભ થતો નથી તેજ પ્રમાણે મુનિ, સાધુ, સંન્યાસી,

ભોગી, જોગી, કે ગ્રહસ્થ આદિ કોઇ સ્વસમ્યગ્જ્ઞાન મયપરમાત્માને તો જાણતા નથી અને વ્રત, જપ, તપ, ધ્યાન, દાન, પૂજાદિક ઘણા પ્રકારના કષ્ટ કરે છે તો ભલે કરો પરંતુ તેને કદી પણ સ્વસમ્યગ્જ્ઞાનમય-પરમાત્માનો લાભ થતો નથી

જે યતિ, વ્રતી, યોગી, જંગમમુની, પરમહંસ, ભોગી અને ગ્રહસ્થ આદિ વેષમા સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ અચળ થયો તે યતિ, વ્રતી, યોગી, જંગમમુની, પરમહંસ, ભોગી અને ગ્રહસ્થને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, હજારવાર ધન્ય છે

જેમ અગ્નિ દ્રવ્ય છે અને તેમા ઉષ્ણતાનો ગુણ છે, હવે જો તે અગ્નિ, ઉષ્ણગુણથી ભિન્ન થાય તો તે ઈંધનને સળગાવી શકે નહિ તથા જો કદી અગ્નિથી ઉષ્ણગુણ ભિન્ન થાય તો તે શી રીતે સળગાવે ?, વળી અગ્નિ જો ભિન્ન થયો તો પછી ઉષ્ણગુણ કોના આશ્રય રહે ? નિરાશ્રય થયેલો તે (ઉષ્ણગુણ) સળગાવવાની ક્રિયાથી રહિત થાય, (કારણ) ગુણ–ગુણી એકબીજાથી જુદા થતા તે કાર્ય–કારણપણાને અસમર્થ છે પણ જો બંનેની એકતા તન્મયતા થાય તોજ તે સળગાવવાની ક્રિયામા સમર્થ થાય, એજ પ્રમાણે સદ્‌ગુરૂ ઉપદેશથી કેવળ જ્ઞાનગુણીની, અને તેના દેખવાજાણવારૂપ ગુણની એમ બંનેની એકતા–તન્મયતા થાય ત્યારે તે સહજસ્વભાવથી જ અષ્ટકર્મકાષ્ટને સળગાવવાની ક્રિયામા સમર્થ થાય

જેમ ઓની, આભૂષણાદિક કર્મને કરે છે પરંતુ આભૂષણાદિ કર્મથી તન્મય-તત્સ્વરૂપ થઈને કરતે નથી તેમજ તે આભૂષણાદિક કર્મના ફલને તત્સ્વરૂપતન્મય થઈને ભોગવતો નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનુભવીજ્ઞાની, સર્વ સંસારના શુભાશુભકર્મને કરે છે પરંતુ તન્મય-તત્સ્વરૂપ થઈને કરતા નથી તેમ જ સંસારના શુભાશુભકર્મને ફેવળી તત્સ્વરૂપતન્મય થઈને ભોગવતો નથી

અધુનાચેત્ (હવે સમજો)

વસ્તુનો સ્વભાવ વચનથી તન્મય નથી, અર્થાત્ વચનગમ્ય નથી લોકાલોકને તથા લોકાલોકમા પોતપોતાના ગુણ-પર્યાયસહિત અનાદિથી અચલ જેટલ દ્રવ્યો છે તેને જેવા છે તેવા એક જ સમયમા સહજ જ નિરાબાધપૂર્વક જાણે છે-દેખે છે તેજ સર્વજ્ઞદેવ છે એવા સર્વજ્ઞદેવથી તન્મયરૂપ થઈને તેના જ (પોતાના) સ્વસ્વાનુભવજ્ઞાનમા જે લીન છે તે સદ્દેહ, શકા ઉપજાવના નથી

જેમ ચંદનવૃક્ષને ઝેરી-વિષમય સર્પ લપટાયલો રહે છે તોપણ ચંદન પોતાના સુગંધ-શીતલપણારૂપ ગુણસ્વભાવને છોડી ઝેરી-વિષમય-વિષવત્ થતુ નથી એજ પ્રમાણે સ્વસમ્યગ્દ્રષ્ટિને પૂર્વકર્મપ્રયોગથી શુભા

લાગી રહ્યા છે (તોપણ) તેનાથી તે તન્મય

જેમ સૂર્યની અંદર સૂર્યથી અંધકાર તન્મયરૂપ
ાથી તેજ પ્રમાણે સ્વસ્વરૂપસ્વાનુભવગમ્યસમ્યગ્જ્ઞાન
ાય સૂર્યની અંદર અજ્ઞાન તન્મયરૂપ નથી

જેમ જે નગરમાં અજ્ઞાની રાજા છે, તેના ઉપર
ા કેવલ જ્ઞાની રાજા હોઈ શકે છે, પરંતુ જયાં કેવલ
જ્ઞાની જ રાજા છે તેના ઉપર કોઈ પણ અધિષ્ઠાતા
ાભવનો નથી, એજ પ્રમાણે સ્વસ્વરૂપ સ્વાનુભ-
વગમ્ય સમ્યગ્જ્ઞાનમય ત્રૈલોકયનાથ પરમાત્માના ઉપર
તેનાથી અધિક કોઇ છે નહિ, થશે નહિ કે કોઈ
થયો નથી,

જયાં ભ્રમ થાય છે ત્યાં જ ભ્રમ નથી, જેમ સરલ
માર્ગમાં સંધ્યાકાલ સમયમાં રસ્સીને પડેલી જોઇને
કોઈ શંકાવાન થયો કે 'હાય સર્પ છે' ત્યારે કોઈ
ગુરૂએ કહ્યુ કે-હે વત્સ! ભય ન કર, આ તો રસ્સી
છે-સર્પ નથી

તનમનધનવચનથી તથા તનમનધનવચનાદિકના
જેટલા શુભાશુભ વ્યવહારક્રિયા-કર્મ છે તેનાથી જ
તત્સ્વરૂપ-તન્મયરૂપ થવાની જેને સ્વભાવથી જ ઇચ્છા
નથી તે મનુષ્ય જ્ઞાની છે

કર્તાથી થાય તેનું નામ કર્મ છે, દાન, પૂજા,
વ્રત, જપ, તપ, સામાયિક, સ્વાધ્યાય અને
શુભકર્મ ... પ, અપરાધ, ચોરી, ...

અન કુળીનાદિક અશુભકર્મ છે, અર્થ એ છે કે-એ શુભાશુભકર્મનો કર્તા છે તે શુભાશુભકર્મની સાથે પોતાને અગ્નિ-ઉષ્ણતાનત્ એક તન્મયરૂપ સમજીને માનીને કર્તા છે તે તો મિથ્યાદૃષ્ટિ છે, તથા એ શુભાશુભકર્મથી પોતાને સર્વથા પ્રકારથી ભિન્ન સમજીને પછી શુભાશુભપૂર્વપ્રયોગથી કર્મ કરે છે તે સ્વસમ્યગ્દૃષ્ટિ છે

જેમ સૂર્યની અંદર પ્રકાશ તન્મયરૂપ છે તેમ જે વસ્તુમા દેખવા-જાણવાનો ગુણ તન્મયરૂપ છે તે જ વસ્તુ દર્શન છે, અનેરી વસ્તુને દર્શન માને છે-સમજે છે-કહે છે તે મૂર્ખ મિથ્યાદૃષ્ટિ છે,

જયાસુધી ઘરમા અંધકાર છે ત્યા જ પ્રકાશ છે, કારણકે જો પ્રકાશ ન હોત તો અંધકારની ખબર કયાથી પડત-કેમ જાણત? જેના પ્રકાશમા સૂર્ય અને અંધકાર દેખાય છે તેજ સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમય પરબ્રહ્મ પરમાત્મા સિદ્ધપરમેષ્ટિ છે

જેમ-પૃથ્વી ઉપર જ્યા કુવો ખોદવામા આવે ત્યાજ પાણી નીકળે છે, તેજ પ્રમાણે તનમનવચનાદિકની અંદર તથા તનમનવચનાદિકના જેટલા શુભાશુભ વ્યવહારક્રિયા-કર્મ છે તેમા આકાશની માફક વ્યાપક સ્વસમ્યગ્જ્ઞાનમયબ્રહ્મને કોઈ શોધશે તો પ્રગટ પ્રસિદ્ધ થાય છે

જો આ શરીરપિંડથી સ્વસમ્યગ્જ્ઞાનમય પરમાત્મા તન્મયરૂપ હોત તો કદાચિત્ કોઈ પ્રકારથી કોઈ પણ (જીવ) મરત નહિ, તથા જો આ લોકાલોક-જગતસંસાર દેખાય છે તેનાથી જો એ સ્વસમ્યગ્જ્ઞાનમય પરમાત્મા તન્મયરૂપ હોત તો તે હરકોઈને દેખાત, અહો ! અહો ! અહો ! આવા અપૂર્વવિચારની પૂર્ણતા શ્રીસદ્ગુરૂના ચરણનાશરણ વિના નહિ થાય

જેમ જ્યાસુધી પક્ષી બે પાંખોથી તન્મયી છે ત્યાસુધી તો તે પક્ષી અહીં-તહીં ભમે છે-ઉડે છે-બેસે છે, પરંતુ જે સમયે એ પક્ષીની બંને પાંખો ખંડન નિર્મૂળ થઇ જાય તે વેળા તે પક્ષી અહીં-તહીં ભ્રમણ રહિત થઇ જ્યાનું ત્યા જ સ્થિર અચલ રહે છે, એજ પ્રમાણે જ્યાસુધી જીવને નિશ્ચય-વ્યવહાર (રૂપ બે પક્ષની ) તન્મયતા છે-અવગાઢતા છે ત્યાસુધી તે ચારગતિ અને ચોરાશીલાખયોનીમા પરિભ્રમણ કરે છે, પરંતુ જે સમય જીવને કાલલબ્ધિ પરિપાક થતા તથા શ્રીસદ્ગુરૂઉપદેશ દ્વારા નિશ્ચય વ્યવહારરૂપ બે પક્ષનું ખંડન-નિર્મૂળ થઇ જતા તેજ સમયે ચારગતિ ચોરાશીલાખયોનીમા પરિભ્રમણ-રહિત થઈ તે જ્યા નો ત્યા જ અચલ-સ્થિર રહે છે

જેમ અડદ અને મગની બે દાળ થઇ ગયા પછી તે મળતી નથી તથા તેને વાવે તો તે [illegible] નથી એજ [illegible] પ્રસાદથી

સર્વપ્રકારથી ભિન્નતા છે તથા જીવાજીવની તન્મયતા-એકતા નથી અને એ બન્નેની એકતાથી જે સંસાર ઉત્પન્ન થતો હતો તે હવે થવાનો નથી

જેમ આંબળાના સ્કંધ (ખભા) ઉપર પાગળો બેઠો છે હવે અહીં વિચાર કરો-જુઓ તો આંધળો તો ચાલે છે અને પાંગળો દેખે છે, એજ પ્રમાણે અરમણુષ્યવત્ આ સંસારચક્ર છે, તેના ઉપર સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્યસમ્યગ્જ્ઞાન છે તે પાંગળાની માફક સંસારચક્ર ઉપર બેઠું થકું માત્ર દેખે છે-જાણે છે દેખવું-જાણવું એ નિજધર્મ કેવળજ્ઞાનનો છે

પ્રશ્ન-સંસારને 'ચક્ર' સંજ્ઞા કેવી રીતે છે?

ઉત્તર-જાગ્રતીમાં આ સંસાર દેખાય છે તેજ પનટાકને સ્વપ્નમાં દેખાય છે તથા જે સંસાર સ્વપ્નમાં દેખાય છે તેજ પનટાકને જાગ્રતીમાં દેખાય છે, એ પ્રમાણે આ સંસારચક્ર ફરે છે

પ્રશ્ન-આ સંસારચક્ર કઇ ભૂમિકા ઉપર ફરે છે?

ઉત્તર-અનાકાશમાં અભ્રરેણુવત્ આ સંસારચક્ર પોતે પોતાના જ આધારે જલકલ્લોલવત્ ફરે છે

પ્રશ્ન-સુષુપ્તિ અને તુર્યા સમય સંસારચક્ર ક્યાં રહે છે? ક્યાં ફરે છે?

ઉત્તર-એક પુરૂષ સુલોચન છે અર્થાત્ તેને નેત્ર છે પરંતુ તેને તનમનવચનરચનાદિક મૂળથી જ નથી

તેની આગળ આ સસારચક્ર ભ્રમણસહિત નાચે છે, ત્યા સ્વલોચનપુરૂપ દેખે છે ખરો પણ કહેતો નથી

જેમ ઓછુ-વત્તુ ભોજન જમવાથી બિમારી-દુ ખ થાય છે તેજ પ્રમાણે કોઈ સસારના વિષય-ભોગ ઓછા વવતા ભોગવે છે કરે છે તેજ દુ ખીબિમાર થાય છે, અર્થાત્ જ્યા બરાબરના વ્યવહારનિશ્ચયાત્મક છે ત્યા વિરોવભાવ સભવતો નથી

શબ્દાતીતનો શબ્દ સૂચક છે

જે વસ્તુ નિરતર છે તેમા વિધિ-નિષેધનો અવકાશ કદી પણ તેનાથી તન્મયરૂપ સભવતો નથી

જેમ વૈદ્યપુરૂષ છે તે વિષને ઉપભોગવતો છતા મરણને પ્રાપ્ત થતા નથી, કારણ એ વૈદ્યની પાસે બીજી વિષનાશક દવા છે, તેજ પ્રમાણે જેનાં પાસે સ્વસમ્યગ્જ્ઞાન તન્મયરૂપ છે તે કર્મજનિત પૂર્વ-પ્રયોગથી વિષય-ઉપભોગ ભોગવતો છતા પણ મરતો નથી

જેમ સુવર્ણ, અગ્નિથી તપે ધતા છતા પણ પોતાના સુવર્ણપણાઆદિ ગુણસ્વભાવને છોડતુ નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનદૃષ્ટિ, પૂર્વકર્મપ્રયોગથી કર્મ વેદના-દુ ખરૂપ અગ્નિમા તપાયમાન થતા છતા પણ પોતાના સ્વસ્વભાવ સમ્ય જ્ઞાનાદિ ગુણને છોડતો ?

જેમ સળગતી તેલની કઢાઈમાં અપૂપાવત્ (પુરી પુડલાવત્) સૂર્યનું પ્રતિબિંબ બળાગે છે—બળે છે તોપ આકાશમાં સૂર્ય છે તે જલતો નથી—મરતો નથી એજ પ્રમાણે સંસારમાં સ્વસ્વરૂપ સ્વાનુભવગત સમ્યગ્જ્ઞાનમય પરમાત્મા મરે છે—જન્મે છે તોપ તે સ્વસ્વભાવમાં કદાચિત્ કોઈ પ્રકારથી પણ મરતો કે જન્મતો નથી

જેની ગુરૂઉપદેશથી સ્વભાવદૃષ્ટિ અચલ થઈ તે હજારોવાર ધન્યતાને યોગ્ય છે

જેમ મદિરાના અતિ તીવ્રભાવને જાણીને જે એ મદિરાને કમ પણ પીતો નથી તથા વધારે પણ પીતો નથી એ પ્રમાણે મદિરા પીતા છતા પણ તે મદોન્મત્ત થતો નથી તેવી જ રીતે સ્વસમ્યગ્દૃષ્ટિ, મોહમદિરાના અતિ તીવ્રભાવને જાણીને એ મોહ મદિરાને કમ પણ ગ્રહણ કરતો નથી તથા અધિક-વિશેષ પણ ગ્રહણ કરતો નથી, એ પ્રમાણે મોહ મદિરાને સ્વસમ્યગ્દૃષ્ટિ ગ્રહણ કરતો છતા પણ સ્વ સમ્યગ્જ્ઞાનસ્વભાવને છોડી મોહમદિરાની સાથે અગ્નિ-ઉષ્ણતાવત્ એક તન્મયરૂપ થતો નથી

જેમ વૃક્ષને લાગેલા ફળ એક વાર પરિપક્વ થઈ પડી જાય તો તે ફળ ફરીથી પવટાઈને તે વૃક્ષને ગતા નથી તેજ પ્રમાણે કોઈ જીવ, અવસર પામી

ગુરૂઉપદેશદ્વારા પોતાના પોતામા પોતામય સ્વસમ્ય જ્ઞાનાનુભવનો અચલ પરિપકવ પૂર્ણાનુભવ થઇને એક વાર સસાર-જગતથી ભિન્ન થયા પછી તે ફરી પલટાઇને સસાર-જગતથી તન્મયરૂપ થતો નથી

અન્ય પણ ત્રણ દૃષ્ટાત દ્વારા સ્વસમ્યગ્જ્ઞાનાનુભવ લેવો ૧ જેમ દહીંમાથી માખણ-ઘૃત ભિન્ન થયા પછી ફરી પલટાઇને તે દહીંમા મળતુ નથી, ૨ વૃક્ષની જડ ઉપડી ગયા પછી કેટલાક વખત સુ'ધી તેના ફલ-ફૂલ-પાદડા લીલા રહે છે પરતુ પાચદશ દિવસમા (તે) પોતાની મેળે જ સુકાઇ જાય છે, ૩ ચણીક-ચણા રોકાયા પછી-વાવે તો ઉગતા નથી પણ ખાનામા આવે તો સ્વાદિષ્ટ લાગે છે, તથા તલમાથી તેલ નીકળી ગયા પછી તે પલટાઇને ( તલની સાથે ) મળતુ નથી ઈત્યાદિ

જેમ સમુદ્ર છે તે ઘણા રત્ન આદિ અનેક વસ્તુઓથી ભર્યો હોય છે, તે એક જલથી ભરેલો છે તોપણ તેમા નિર્મલ નાની-મોટી અનેક લહેરો-કલ્લોલો ઉઠે છે તે બધી એક જલરૂપ જ છે એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમય સમુદ્ર છે તે રત્નત્રય-સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન-સમ્યગ્ચારિત્ર એ ત્રણ રત્ન આદિ અનેક શુભ-અશુભ-શુદ્ધાદિક વસ્તુઓથી ભરેલો હોય છે, તે એક સમરસજલથી ભરેલો છે તોપણ નિર્મલ કુમતિજ્ઞાન, કુશ્રુતિજ્ઞાન, કુઅવધિસ

મતિજ્ઞાન શ્રુતિજ્ઞાન, અવધિજ્ઞાન મન પર્યયજ્ઞાન અને કેવળજ્ઞાન આદિ નાની-મોટી તેમાં અનેક ભેદો કરનારો છે છે તે બધી એક સ્વસમ્યગ્જ્ઞાન મય સ્વસમયમ જય-નીકે જ છે

જેમ સોદ અને કાકડીના પુદ્ગલના મદ્ય ના ભગમા વગ્ના કાનસુધી વસ્ત્ર ભીંજાયલુ રહે તોપણ તે વસ્ત્ર સર્વથા લાલ થતુ નથી એજ પ્રમાણે જીવ, મનાવરમા ચીરકાળથી છે (તોપણ) તે મર્યાદાગર્ગ કોઈ ડે પ્રકારથી પણ પોતાના જીવસ્વભાવને છોડીને અજીવની સાથે એક તન્મયરૂપ થતો નથી

જેમ નિશ્ચયથી સુવર્ણ છે તે કર્દમની (કાદવની) વચ્ચે પડયુ છે તોપણ તે કર્દમની સાથે તન્મય લીગ થતુ નથી-સુવર્ણને તમયરૂપ કાટ (કાટ) લાગતી નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્દષ્ટિ નિશ્ચયથી સસાર કર્દમની વચ્ચ પડયો છે તોપણ તેને રાગદ્વેષરૂપ કાટ તન્મય-લીગ થતો નથી

જેમ શખ, શ્વેત સ્વભાવે છે, તે શખ સચિત્ત, અચિત્ત અને મીશ્ર અનેકપ્રકારના દ્રવ્યોને ભક્ષણ કરે છે તોપણ તેના શ્વેતભાવને કૃષ્ણ કરવાને સમર્થ થઈ શકતુ નથી, એજ પ્રમાણે સ્વસમ્ય દૃષ્ટિનો સ્વસમ્યગ્જ્ઞાનમય વિશુદ્ધસ્વભાવ છે તે સચિત્ત, અચિત્ત અને મિશ્ર અનેકપ્રકારના દ્રવ્યોનો ભોગ-ભોગવતો છતો પણ તેનો સ્વસમ્યગ્જ્ઞાનમય

વિશુદ્ધસ્વભાવ છે તેને અજીવ અચેતન અજ્ઞાનમય ભાન કરવાને સમર્થ થઇ શકાતુ નથી

જેમ હજારો મણ કાચના કટકામા એક સાચુ રત્ન પડયુ છે તોપણ તે સાચુ રત્ન પોતાના રત્ન સ્વભાવ-ગુણ-લક્ષણાદિકને છાડી તે કાચના કટમ જેવુ થતુ નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્દૃષ્ટિ, અનત અજ્ઞાનમય સસારમા પડયો છે તોપણ તે પોતાના સ્વસમ્યગ્જ્ઞાનસ્વભાવને છાડી અજ્ઞાનમયસસારથી તન્મયરૂપ-તત્સ્વરૂપ થતો નથી

જેમ દુધ અને જલ મળેલા હોય તેમા હસ છે તે જલ છાડીને દુધને ગ્રહણ કરે છે, એજ પ્રમાણે ક્ષીરનીરવત્ મળેલો આ સસાર અને સ્વસમ્યગ્જ્ઞાન છે તેને સ્વસમ્યગ્દૃષ્ટિહસ અજ્ઞાનમયસસારને છાડી સ્વસ્વરૂપ સ્વાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમયસ્વભાવને ગ્રહણ કરે છે

જેમ હાથીના માથામા માસ અને મોતી બન્ને મળેલા છે, તેમા કાગપક્ષી છે તે તો મોતીને છાડી માસ ગ્રહણ કરે છે તથા હસપક્ષી છે તે માસને છાડી મોતી ગ્રહણ કરે છે, એજ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ તો સ્વસમ્યક્ જ્ઞાનગુણ છાડી અજ્ઞાનને ગ્રહણ કરે છે તથા સ્વસમ્યગ્દૃષ્ટિ અજ્ઞાન-અવગુણ છાડી સ્વસમ્યગ્જ્ઞાન-ગુણને ગ્રહણ કરે છે

જેમ પરવસ્તુથી તન્મય થઈને પરવસ્તુને જે ગ્રહણ કરે છે તે નિશ્ચયથી તસ્કર-ચોર છે અને તે જ્યાં-ત્યાં શંકાસહિત ભમનો ફરે છે પણ જે પોતાના જ પોતામય ધનને ગ્રહણ કરે છે તે નિશ્ચયથી સાચો શાહુકાર છે અને તે જ્યાં-ત્યાં શંકારહિત બેફિકર ફરતા રહે છે તેમ મિથ્યાદૃષ્ટિ છે તે તો તસ્કર-ચોરની માફક શંકાસહિત ચારગતિ-ચોરાશી લાખયોનીરૂપ સંસારમાં ભમતો ફરે છે. એજ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ છે તે તો તસ્કર-ચોરની માફક શંકાસહિત ચારગતિ ચોરાશીલાખયાનીરૂપ સંસારમાં ભમતો ફરે છે તથા સ્વસમ્યગ્દૃષ્ટિ છે તે જેમ કુંભારના ચક્ર ઉપર અચલ બેઠેલી માખી પરિભ્રમણ કરે છે તેવી જ રીતે સત્ય શાહુકાર જેવો સ્વસમ્યગ્દૃષ્ટિ છે તે ચારગતિ-ચોરાશીલાખયોનીરૂપ સંસારમાં નિઃશંક-બેફિકર ભ્રમણ કરે છે

જેમ એક પુરુષ નદીના તટ ઉપર ઉભો રહી તીવ્ર વેગથી વહી રહેલા (તે નદીના) જનને એકાગ્રધ્યાનપૂર્વક જોતો હતો, તેનાથી તેને આવી ભ્રાંતિ થઈ કે હું પણ વહ્યો જાઉં છું ' એમ પોકારતો હતો-દુઃખી થતો હતો તેને દયામૂર્તિશ્રીસદ્ગુરુ કહે છે કે-હે દુઃખી ન થા-તું વહેતો નથી પણ આ તો નદીનું જલ વહે છે, હવે તું આ દુઃખથી સર્વથા છૂટવા માટે સર્વથાપ્રકારે વહેતા એવા આ

તથા તેના શુભાશુભ રૂપ એ વગેરે સર્વ કાચા છે-વૃથા છે-મિથ્યા છે, અગર જો કથંચિત ઉપર કહેલા (સાવનો) શુ કાંઇ રૂપ છે તો માત્ર સ્વર્ગ-નર્ક છે, પરંતુ એ સ્વર્ગ-નર્ક છે તે તો અરહટઘટીયંત્ર જેના છે

જ્ઞાન, સંસારસાગરની અંદર અને બહાર છે પરંતુ જેવો આ સંસાર છે તેવું જ્ઞાન નથી

જેમ ચકમકપત્થરમાં અગ્નિ છે પણ તે દેખાતો નથી, તોપણ અગ્નિ છે, તેમ સંસારજગતમાં સ્વસમ્યગ્જ્ઞાન પ્રસિદ્ધ છે તે દેખાતું નથી તોપણ સ્વસમ્યગ્જ્ઞાન પ્રસિદ્ધ જ છે

જેમ મૂર્ખ લોક કોઇ નય-ન્યાય દ્વારા કહે છે કે-અગ્નિ જને છે-બળે છે પરંતુ પૂર્ણદૃષ્ટિથી જોઇએ તો અગ્નિસ્વભાવમાં તે અગ્નિ જલતી કે બલતી જ નથી એજ પ્રમાણે અસત્યવ્યવહાર દ્વારા જોઇએ તો સ્વયં જ્ઞાનમય જીવ, મરે છે-જન્મે છે, પરંતુ નિશ્ચયથી સત્ય જીવત્વસ્વભાવમાં જોઇએ તો જીવ મરતો પણ નથી તથા જીવ જન્મતો પણ નથી

જેમ અમે ખૂબ ચોક્સ ઠીક નિશ્ચય કરી ચુકયા, છીએ કે-સૂર્યના સન્મુખ અંધકાર નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમયસૂર્યના સન્મુખ અજ્ઞાનરૂપ ાર નથી

જેમ સૂર્યને અને અંધકારને એકત્નમયરૂપ મેળ નથી તેજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમયસૂર્યને અને અજ્ઞાનમયઅંધકારને પરસ્પર એક તન્મયરૂપ મેળ નથી 'જે જેનાથી ભિન્ન છે તે તેનાથી ભિન્ન છે' એ ન્યાયાનુસાર

જેમ સૂર્ય પ્રસિદ્ધ છે તેના પ્રકાશમા ઘટ પટ મ૦ વગેરે પ્રસિદ્ધ છે તેજ પ્રમાણે સ્વય સમ્યગ્જ્ઞાનમયસૂર્ય પ્રસિદ્ધ છે તેના જ પ્રકાશમા આ લોકા લોક-જગતસસાર પ્રસિદ્ધ છે

આ તન મન ધન વચનાદિક છે તે તથા તન મન ધન વચનાદિના જેટલા શુભાશુભ ભાવકર્મ-ક્રિયાદિક અને તેના ફલ એ બધા સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાનને જાણતા નથી

સ્વસમ્યગ્જ્ઞાનનો અને આ લોકાલોક જગત સસારનો મેળ તો એવો છે કે જેવો ફુલ-સુગંધવત્, દુગ્ધ-ઘૃતવત્ તથા તલ-તેલવત્ વળી આ લોકાલોક-જગતસસાર છે તેનો અને સ્વય સમ્યગ્જ્ઞાન છે તેને પરસ્પર અતરભેદ છે તો એવો છે કે જેવો સૂર્ય-અધકારને પરસ્પર અતરભેદ છે

જેમ જ્યાસુધી સમુદ્ર છે ત્યાંસુધી કલ્લોલ-લહેર ચાલે છે તેજ પ્રમાણે જ્યાસુધી સ્વસમ્યગ્જ્ઞાનને આવરણ છે ત્યાસુધી દાન, પુણ્ય, વ્રત, શીલ જપ

તપ, ધ્યાનાદિક તથા કામ કુશીલ ચોરી ધન પરિગ્રહ ભોગવિનાસની ઈચ્છા-વાન્છારૂપ લહર-કલ્લોલ ચાલે છે

જેમ કમલ, જળમા જ ઉત્પન્ન થયુ થકુ જલમા જ રહે છે પરતુ જલની સાથે તન્મયલીસ થતુ નથી એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમયસમ્યક્ દૃષ્ટિ આ લોકાલોક-જગત સસારમા ઉત્પન્ન થયો થકો એજ સસાર-જગત-લોકાલોકમા રહે છ પરતુ આ સસાર જગત-લોકાલોકની સાથે તન્મયલીસ થતો નથી

જેમ નદી, સમુદ્રથી ભિન્ન નથી તેજ પ્રમાણે જે વસ્તુમા જ્ઞાનગુણ છે એવો જીવ, જીનેદ્રથી ભિન્ન નથી

જેમ સુવર્ણની વસ્તુ સુવર્ણમય જ છે તથા લોહની વસ્તુ લોહમય જ છે તજ પ્રમાણે સ્વય જ્ઞાનમય જીવવસ્તુ સ્વય જ્ઞાનમય છે અને અજ્ઞાનમય અજીવવસ્તુ અજ્ઞાનમય જ છે

જેમ મૃગમરિચીકાનુ જલ દેખાય છે છતા નહિ દેખાયા બરાબર મિથ્યા છે એજ પ્રમાણે જગત-સસાર દેખાય છતા તે સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાનથી તન્મય થઈને સ્વસ્વરૂપસમ્યગ્જ્ઞાન તરફ જોતા તે મિથ્યા છે

જેમ મૃગજળથી કોઈની તરસ ઉપશમ થતી નથી, વસ્ત્ર ભીંજાતુ નથી તેજ પ્રમાણે લીન સ્વય-

સ્નસમ્યગ્જ્ઞાનમયસૂર્યનુ ભાનુ ઉગ્ર આ મૃગમરિચિના જલથી ભરેલો સસારજગત છે તેનાથી થતુ નથી

જેમ જ્યાનો ( જે ) વાસી હોય ત્યાનો ( તે ) મરમ જાણે, તેવી જ રીતે સ્વસમ્યગ્જ્ઞાનમા તન્મય થઇને રહે છે તે સ્નસમ્યગ્જ્ઞાનના મરમને જાણે છે

જેમ જે હાડીમાથી ખાવાનુ મળે તેને ફોડવી–તોડવી–બગાડવી યોગ્ય નથી તેવી જ રીતે આ લોકાલોક જગતસસારમા જેને સ્વસ્વભાનસમ્યગ્જ્ઞાનની પ્રાપ્તની પ્રાપ્તિ થઈ એવા સસારને બગાડવો યોગ્ય નથી

જેમ પૂર્ણજલથી ભરેલો ઘડો શબ્દ કરતો નથી તેજ પ્રમાણે પરિપૂર્ણ સ્વસ્વભાનસમરસનીરથી તન્મય સ્વય સ્વસમ્યગ્જ્ઞાન છે તે શબ્દની સાથે તન્મય થઇને બોલતુ નથી

જેમ જયાસુધી મડપ છે ત્યાસુધી વેલ વિસ્તાર પામી રહી છે, પણ ત્યા એમ ન સમજવુ કે–વેલડીમા વિસ્તાર પામવાની શક્તિ નથી, એજ પ્રમાણે તે સ્નસ્વરૂપીસ્વાનુભવગમ્યસમ્યગ્જ્ઞાનમય પરમાત્માનુ જ્ઞાન લોકાલોકપર્યન્ત વિસ્તિર્ણ થઈ રહ્યુ છે, ત્યા એમ ન સમજવ કે–તે જ્ઞાનમયપરમાત્મામા
જમાત્ર અર્થાત્ જેવો આ

જેમ નટ નાનાપ્રકારના સ્વાગ ધારણ કરે છે પરતુ પોતે પોતાના દીલમા જાણે છે-માને છે કે-આ જેવો સ્વાગ છે તેવો હુ નથી, એજ પ્રમાણે સ્વ સમ્યગ્જ્ઞાનમયસમ્યગ્દૃષ્ટિ છે તે પોતાના પોતામા પોતામય સ્વસમ્યગ્જ્ઞાનથી તન્મયરૂપ છે તેને તો સ્વાગ માનતો નથી-સમજતો નથી પરતુ જે સ્વસ્વભાવ-સમ્યગ્જ્ઞાનથી તન્મયરૂપ નથી તે બનાવને જ સ્વાગ જાણે છે-માને છે

જેમ ઘરને અગ્નિ લાગે તે પહેલા કુવો ખોદવો યોગ્ય છે તેજ પ્રમાણે આ દેહઝુપડીને કાલઅગ્નિ લાગે તે પહેલા શ્રીસદ્ગુરૂવચનોપદેશ દ્વારા આ દેહ-ઝોપડીની અદર, બહાર અને મધ્યમા નિરતર સ્વ સમ્યગ્જ્ઞાનાનુભવગમ્ય સમ્યગ્જ્ઞાનમય સ્વભાવવસ્તુ છે તેને તન્મયરૂપ સમજી લેવી-માની લેવી યોગ્ય છે

જેમ ચકવો-ચકવી સધ્યાકાલ-રાત્રીસમયે અલગ અલગ થઈ જાય છે ત્યા તેમને દેવભાવથી

નથી-પ્રેરણા કરતી નથી કે હે દીપક ? તુ અમને પ્રગટ ર ! એજ પ્રમાણે દીપક પણ તે ઘટપટાદિ વસ્તુઓને કહેતો નથી-પ્રેરણા કરતો નથી કે હે ઘટપટાદિક વસ્તુઓ ? તમે મને પ્રગટ કરો, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનદીપક છે તે તો અન્ય સસાર વા તનમનવનવચનાદિક વસ્તુને વા તનમનવનવચનાદિકના જેટલા શુભાશુભ વ્યવહારક્રિયાકર્મ છે તેને તથા તેના શુભાશુભ ફલને પ્રગટ કરતો નથી, કારણકે આ સસાર, તનમનવનવચનાદિકવસ્તુ, વળી એના શુભાશુભ વ્યવહારક્રિયાકર્મ તથા એના શુભાશુભફલ એ સર્વ સ્વસમ્યગ્જ્ઞાનદીપકને એમ કહેતા નથી-પ્રેરણા કરતા નથી કે હે સ્વસમ્યગ્જ્ઞાનદીપક ? તુ અમને પ્રગટ કર ! એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનદીપક છે તે પણ આ સસારને, તનમનવનવચનાદિ વસ્તુને, તેના જેટલા શુભાશુભવ્યવહારક્રિયાકર્મ છે તેને અને તેના જેટલા શુભાશુભફલ છે તેને એમ કહેતો નથી-પ્રેરણા કરતો નથી કે હે સસાર તનમનવનવચનાદિવસ્તુ, તનમન વનવચનાદિ વસ્તુના જેટલા શુભાશુભવ્યવહારક્રિયાકર્મ, અને તેના શુભાશુભ ફલો તમે મને પ્રગટ કરો

જેમ બાજીગર અનેક પ્રકારના તમાસા-ચેષ્ટા કરે છે પરતુ પોતે પોતાના દીલમા જાણે છે કે-હુ જેમ આ તમાસા-ચેષ્ટાઓ કરૂ છુ તેવો હુ મૂળ સ્વભાવથી જ નથી, તેજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાનમય

સમ્યગ્દૃષ્ટિ, આખા સંસારના શુભાશુભકર્મ-ચેષ્ટા કરે છે પરંતુ પોતે પોતાના જીવમાં નિશ્ચયથી જાણે છે કે-જેવો હું આ સંસારના શુભાશુભકર્મ-ચેષ્ટા કરૂં છું તેવો તન્મય (તેમય) કદી કોઈ પ્રકારથી પણ હું નથી અર્થાત્ જેવા કર્મ-ચેષ્ટા કરૂં છું તેવો હું મૂળ સ્વભાવથી જ નથી

જેમ બાજીગર મિથ્યા મૃગજળવત્ આમ્રવૃક્ષ લગાવે છે તેને દેખીને કોઈ (પિતાએ) પુત્રને કહ્યું કે-હે પુત્ર! ના હે બાજીગર! આમ્રવૃક્ષ લગાવ્યું તે મિથ્યા છે, પરંતુ તે પુત્રનો પિતા પેલા બાજીગરને મિથ્યા નથી જાણતો, એજ પ્રમાણે સ્વસમ્યગ્દૃષ્ટિ, દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મને તો મિથ્યા જાણે છે પરંતુ જે કર્મથી અતન્મય (અતદ્રૂપ) થઈ કર્મને કરે છે તેને મિથ્યા નથી જાણતો-નથી માનતો-નથી કહેતો

જેમ ખડી-પાડુ પોતે સ્વયમ જ શ્વેત છે અને પર જે ભીંતઆદિને શ્વેત કરે છે પરંતુ પોતે એ ભીંતઆદિથી તન્મયરૂપ થતી નથી, એજ પ્રમાણે સ્વસમ્યગ્જ્ઞાન છે તે સર્વ સંસારઆદિને ચેતનવત્ કરી ગણે છે પરંતુ પોતે સંસારઆદિથી તન્મય થતો નથી

જેમ જેલખાનામાં બેડીથી બંધાયેલા તસ્કરાદિ (ચોરાદિ) પણ છે, અને તેજ જેલખાનામાં નિર્બંધ સિપાઇ-જમાદાર-ફોજદાર-પણ છે, તેવી જ રીત

